४४१४

॥ श्री ॥

# अथ स्वप्नज्ञानम्



॥ गीती ॥

दृष्ट्वा शास्त्रसमूहान् भवसिद्धिं च लोकतः कृत्वा ।
आरभ्यते मयेदं स्वप्नज्ञानं सतामर्थे ॥ १ ॥

અર્થ.—શાસ્ત્રના સમૂહોને જોઈને અને જગતમાં અનુભવથી સિદ્ધ કરીને સજ્જનોને માટે આ સ્વપ્નના જ્ઞાનનો આરંભ કરૂં છઉં.

॥ श्लोक ॥

ये जन्मादिशुभाशुभं विवृणुते कालावधिं प्राणिनां
यैर्व्याप्तं निखिलं जगत्त्रयमिदं येभ्यो विना किंचन ।
ज्ञानं भूतभविष्यभाविविषयं विज्ञायते न स्फुटं
विश्वोन्मेषकरा जयन्ति जगति स्वप्नाः स्वदैवेरिताः ॥ २ ॥

અર્થ.—જે જન્મથી માંડીને મૃત્યુપર્યંત પ્રાણીયોનાં શુભ અને અશુભને સ્પષ્ટ રીતે બતાવેછે અને જેનાથી આ ત્રીલોકી વ્યાપ્ત છે અને જેઓવીના ભૂત અને ભવિષ્યમાં થનારાંની સમ-

જણુ (જ્ઞાન) સ્પષ્ટ થતું નથી એવાં અને વિશ્વને પ્રત્યક્ષ કરનારાં તથા પ્રાણીના પોતાના ભાગ્યથી પ્રેરાયલાં સ્વપ્નો જગતનેવિષે જય પામેછે.

॥ श्लोक ॥

लाभं हानिं विदधति मुदं दुःखमेकान्तरौद्र-
मायुर्दीर्घं मरणमथवा सर्वकामार्थसिद्धिम् ।
ये संग्रामे विजयमतुलं भङ्गदा ये च वक्तुं
तेषां भावं क इह भवति स्वप्नजानां प्रगल्भः ॥ ३ ॥

અર્થ.—જેઓ લાભ અને હાનિ, આનંદ અથવા અત્યંત ભયંકર દુઃખ, લાંબા આયુષ્યનો, તથા મરણનો તથા સર્વ કામની સિદ્ધીનો, સંગ્રામમાં ઘણા જયનો અથવા પરાજયનો દિગ્દરશન કરેછે તે કર્મના ભાવથી ઉપન્ન થયેલા સ્વપ્નોને કેહેવાને કોણ શક્તિમાન છે !

( अथ रात्रौ स्वप्नफलनिर्णयः )

અર્થ.—હવે રાત્રનાં સ્વપ્ન તથા તેના સારા નરસા ફલનો નિર્ણય કેહેછે.

( फक्किका )

तत्रादौ स्वप्नदर्शनावस्थानमाह

અર્થ.—પ્રથમ સ્વપ્ન દેખાવાના કાલ ( વખત ) કહેછે.

॥ श्लोक ॥

सर्वेन्द्रियव्युपरतौ, मनोनुपरतं यदा ।
विषयेभ्यस्तदा स्वप्नं, नानारूपं प्रपश्यति । १ ॥

અર્થ.—જે સમયમાં પાંચ કર્મેંદ્રિય અને પાંચ જ્ઞાનેંદ્રિય, એ પોતપોતાની ક્રીયાઓ કરવાથી રહિત થાયછે અને મન જ્યારે પ્રવૃતીવાળું હોયછે ત્યારે તે સ્વપ્નનો વખત છે તે સમયમાં નાના-પ્રકારના જે જે ચમત્કારો જોવામાં આવેછે તેને સ્વપ્ન એવું કેહે-વામાં આવેછે.

( फक्किका )

स च स्वप्नो द्विविधः इष्टफलोऽनिष्टफलश्चेति ।

અર્થ.—તે સ્વપ્નો બે પ્રકારનાં છે. કેટલાંએક સારાં ફલ જણાવનારાં અને કેટલાંએક નરસાં ફલને જણાવનારાં.

( तत्र सामान्य इष्टफलो यथा )

અર્થ.—તેમાંથી પ્રથમ સામાન્ય ( થોડાં ) સારાં ફલ દેખાડ-નારાં સ્વપ્ન કહેછે.

॥ श्लोक ॥

नदीसमुद्रतरण, माकाशगमनं तथा ।
भास्करोदयनं चैव, प्रज्वलंतं हुताशनम् ॥ २ ॥
ग्रहनक्षत्रताराणां, चंद्रमंडलदर्शनम् ।

हर्म्येष्वारोहणं चैव, प्रासादशिखरेऽपि वा ॥ ३ ॥
एवमादीनि सं दृष्ट्वा, नरः सिद्धिमवाप्नुयात् ।

અર્થ.—નદી અને સમુદ્ર તરીને પાર જવું, આકાશમાં ઉડવું, સૂર્યનો ઉદય તથા બળતો અગ્ની જોવો, ગ્રહ, નક્ષત્રો તારાઓને જોવું, તથા ચંદ્રમંડલનું દર્શન તથા મોટા મોટા મેહેલનાં શિખરો ઉપર ચઢવું, દેવતાઓનાં મંદીર તથા શીવાલય એઓનાં શિખર ઉપર ચઢવું એમાંનું જે કાંઇ પુરૂષ સ્વપ્નમાં દેખેછે તેનાં સર્વે કામની સિદ્ધિ થાયછે અને એવાં સ્વપ્નો સદા કલ્યાણકારીજ થાયછે.

॥ श्लोक ॥

स्वप्ने तु मदिरापानं, वसामांसस्य भक्षणम् ॥ ४ ॥
कृमिविष्ठानुलेपं च, रुधिरेणाभिषेचनम् ।
भोजनं दधिभक्षस्य, श्वेतवस्त्रानुलेपनम् ॥ ५ ॥
रत्नान्याभरणादीनि, स्वप्ने दृष्ट्वा प्रसिद्ध्यति ।

અર્થ.—સ્વપ્નમાં મદીરાનું પીવું, તથા ચરબી-માંસનું ખાવું, શરીરમાં કીડાઓનું લગાડવું તથા વિષ્ઠાનું લેપન થવું, લોહીવડે નાહાવું, દહિંભાતનું જમવું, સપેત પોશાક પહેરવો, સપેત ચંદનનો લેપ કરવો અને તરેહતરેહનાં રત્નો તથા દાગીનાઓ પહેરવા તથા દાગીના ધારણ કરેલા માણસને જોવું એ પ્રકારમાનું જો દેખવામાં આવે તો તેવાં સ્વપ્ન જોનાર પુરૂષ ધન્ય કેહેવાયછે ને તેને ઉત્તમ લાભ થાયછે.

॥ श्लोक ॥

देवविप्रद्विजछत्र, तुषपंकजपार्थिवान् ॥ ६ ॥
शुक्लपुष्पांबरधरान्प्रशस्ताभरणांगनाम् ।
वृषभं पर्वतं क्षीरि, फलिवृक्षादिरोहणम् ॥ ७ ॥
दर्पणामिषमाल्याप्तिस्तरणं च महांभसाम् ।
दृष्ट्वा स्वप्नेर्थलाभः स्याद्व्याधिमुक्तिश्च जायते ॥ ८ ॥

**અર્થ.**—સ્વપ્નમાં દેવતા, બ્રાહ્મણ, પક્ષી, છત્ર, ફોતરાં, કમળનું ફુલ, રાજા, સપેત ફુલ, શ્વેત વસ્ત્રને ધારણ કરનારી સ્ત્રી, જેણે ઉત્તમ અલંકારો (દાગીના) પેહેરેલા છે એવી સ્ત્રી, બેલ, પર્વત, જેમાંથી ક્ષીર ઝરતું હોય એવાં અને ફળવાળાં, ઝાડો ઉપર ચઢવું, આરીશો, માંસ, ફુલની માળા એઓની પ્રાપ્તિ થવી, અગાધ જળમાં તરવું, એ સર્વમાંથી જે કાંઈ સ્વપ્નમાં જુવે તો દ્રવ્યનો લાભ થાયછે અને શરીરમાં જે રોગ હોય તે મટી જાય છે.

( विशेषत इष्टफलः स्वप्नो यथा )

**અર્થ.**—હવે વિશેષે કરીને ( વધારે ) શુભ ફલને આપનારાં સ્વપ્ન કહેછે.

॥ श्लोक ॥

यस्तु पश्यति वै स्वप्ने, राजानं कुंजरं हयम् ।
सुवर्णं वृषभं गावः, कुटुंबं तस्य वर्धते ॥ ९ ॥

**અર્થ.**—જે કોઈ સ્વપ્નમાં રાજા, હાથી, ઘોડો, સોનું, બેલ, ગાય, એમાંથી કોઇને જુવેછે તેનાં કુટુંબનો વધારો થાયછે.

॥ श्लोक ॥

आरोहणं गोवृषकुंजराणाम्, प्रासादशैलाग्रवनस्पतीनाम् ।
विष्ठानुलेपो रुदितं मृतं वा, स्वप्नेष्वगम्यागमनं च धन्यम् ॥१०॥

અર્થ.—સ્વપ્નમાં ગાય, બેલ, હાથી, ઉંચી અગાશીયો, પર્વતની શિખરો, વૃક્ષો ઇત્યાદી ઉપર ચઢવું, પોતાનાં શરીરને વિષ્ટાનું લેપન થયેલું અથવા રડવું તથા મરણ થયેલું અને જે ન જાવાયોગ્ય સ્ત્રીની સાથે વિષય થાય, એમાંથી જે કાંઇ જોવામાં આવે તો તે ધનને આપનારાં થાયછે.

॥ श्लोक ॥

क्षीरिणं फलितं वृक्ष, मेकाकी यः प्ररोहति ।
तत्रस्थः स विबुध्येत, धनं शीघ्रमवाप्नुयात् ॥ ११ ॥

અર્થ.—જે કોઈ સ્વપ્નમાં દુધવાળાં વૃક્ષો (જેનાં પાન, ફુલ તથા ફલ તોડેથી ક્ષીર નીકળેછે તેવાં) તથા ફલવાળાં વૃક્ષો ઉપર એકલો ચઢીને ત્યાંહાં જાગી ઉઠેછે તે પુરૂષને તરતજ લક્ષ્મી પ્રાપ્ત થાયછે.

॥ श्लोक ॥

यस्य श्वेतेन सर्पेण, ग्रस्तश्चेद्दक्षिणः करः ।
सहस्रलाभस्तस्य स्या, दपूर्णे दशमे दिने ॥ १२ ॥

અર્થ.—જેનો જમણો હાથ સપેત સર્પે ગળેલ છે એવું

સ્વપ્ન જેને જોવામાં આવ્યું હોય તેને દસ દીવસની અંદર હજાર રૂપિયાનો લાભ થાયછે.

॥ श्लोक ॥

उरगो वृश्चिको वापि, जले ग्रसति यं नरम् ।
विजयं चार्थसिद्धिं च पुत्रं तस्य विनिर्दिशेत् ॥ १३ ॥

અર્થ.—જે નરને સ્વપ્નમાં જલની અંદર સર્પ અથવા વીંછી દંશ કરે તેને સર્વ કામમાં વિજય તથા દ્રવ્યની સિદ્ધી અને પુત્રની પ્રાપ્તિ થાયછે.

॥ श्लोक ॥

प्रासादं शैलमारुह्य, समुद्रं तरते नरः ।
अपि दासकुले जातो, राजा भवति वै ध्रुवम् ॥ १४ ॥

અર્થ.—સ્વપ્નમાં જે કોઇ દેવનાં મંદિર અથવા રાજાનો મેહેલ તથા પર્વતની અણી ઉપર ચઢેછે અથવા સમુદ્રમાં તરેછે તે જો દાસ ( ચાકર ) ના કુલમાં જન્મ્યો હોય તો પણ તેને નિશ્ચે કરીને રાજગાદી મળેછે.

॥ श्लोक ॥

यस्तु मध्ये तडागस्य, भुंक्ते च घृतपायसम् ।
अखंडपुष्करे पत्रे, तं विद्यात्पृथिवीपतिम् ॥ १५ ॥

અર્થ.—જે કોઈ સ્વપ્નમાં તલાવમાં બેશી અખંડ (વગર

ફાટેલા ) કમલના પાનમાં ઘૃત તથા ખીરનું ભોજન કરેછે તેને પૃથ્વીપતિ જાણવો (અર્થાત્) તે રાજા થાયછે.

॥ श्लोक ॥

बलाकां कुक्कुटीं क्रौंचीं, दृष्ट्वा यः प्रतिबुद्ध्यति ।
कुलजं लभते कन्यां, भार्यां च प्रियवादिनीम् ॥ १६ ॥

અર્થ.—જે કોઈ સ્વપ્નમાં બગલી, કુકડી, ક્રૌંચી એ પક્ષીઓમાનાં કોઇને જોઇને જે જાગી ઉઠેછે તો તેને ઉત્તમ કુલની કન્યા અને પ્રિય બોલનારી સ્ત્રી મળેછે.

॥ श्लोक ॥

निगडैर्बध्यते यस्तु, बाहुपाशेन वा पुनः ।
पुत्रो वा जायते तस्य, धनं शीघ्रमवाप्नुयात् ॥ १७ ॥

અર્થ.—જે કોઈ સ્વપ્નમાં પોતાને લોઢાની બેડીથી બંધાયલો અથવા પાંછવડીયે બંધાયલો જુવેછે તેને ધન અથવા પુત્રની તરત પ્રાપ્તિ થાયછે.

॥ श्लोक ॥

आसने शयने याने, शरीरे वाहने ग्रहे ।
ज्वलमाने विबुध्येत, तस्य श्रीः सर्वतोमुखी ॥ १८ ॥

અર્થ.—બેસવાની ગાદી, સુવાનું બિછાનું, ચાલવાને પાલખી, ગાડી ઇત્યાદી તથા શરીર તથા ઘર ઇત્યાદીને આગ લાગેલી જોઇને જે જાગી ઉઠેછે તેને સર્વ જગોયેથી લક્ષ્મી પ્રાપ્ત થાયછે.

॥ श्लोक ॥

आदित्यमंडलं स्वप्ने, चंद्रं वा यदि पश्यति ।
व्याधितो मुच्यते रोगा, दरोगी श्रियमाप्नुयात् ॥ १९ ॥

અર્થ.—સૂર્યમંડલ તથા ચંદ્રમંડલ જે સ્વપ્નમાં દેખેછે તે જો રોગી હોય તો તરત સારો થાય ને નિરોગી હોય તો તેને ધનની પ્રાપ્તિ થાય.

॥ श्लोक ॥

रुधिरं पिबति स्वप्ने, सुरां वापि तथा नरः ।
ब्राह्मणो लभते विद्या, मितरो लभते धनम् ॥ २० ॥

અર્થ.—જે કોઇ સ્વપ્નમાં લોહી અથવા દારૂ પીયેછે તે જો બ્રાહ્મણ હોય તો તેને વિદ્યા અને બીજી જાતનો હોય તો તેને ધનની પ્રાપ્તિ થાયછે.

॥ श्लोक ॥

शुक्लांबरधरा नारी, शुक्लगंधा लेपना ।
अवगूहति यं स्वप्ने, श्रियं तस्य विनिर्दिशेत् ॥ २१ ॥

અર્થ.—જે નરને સ્વપ્નમાં સફેત વસ્ત્ર તથા સફેત ચંદન ધારણ કરનારી સ્ત્રી આલીંગન કરે તેને લક્ષ્મી પ્રાપ્ત થશે એમ કહેવું.

॥ श्लोक ॥

पादुकोपानहौ छत्रं, लब्ध्वा यः प्रतिबुध्यति ।
असिं वा निर्मलं तीक्ष्णं, साध्वन्नं तस्य निर्दिशेत् ॥ २२ ॥

**અર્થ.**—જે સ્વપ્નમાં ખડાઉ, છત્રી, નિર્મલ ધારવાળી તરવાર એમાંથી કાંઈ પણ જડેલું જોઈ જાગી ઉઠેછે તેને ઉત્તમ પ્રકારનું ભોજન મળેછે.

॥ श्लोक ॥

रथं वै वृषसंयुत, मेकाकी यः प्ररोहति ।
तत्रस्थः स विबुध्येत, धनं शीघ्रमवाप्नुयात् ॥ २३ ॥

**અર્થ.**—જે કોઈ સ્વપ્નમાં બેલ જોડેલા રથમાં એકલો ચડીને જાગી ઉઠેછે તેને જલદીજ ધન મળેછે.

॥ श्लोक ॥

दधिलाभे भवेदर्थो, घृतलाभे ध्रुवं यशः ।
घृतभक्षे ध्रुवं क्लेशो, यशस्तु दधिभक्षणे ॥ २४ ॥

**અર્થ.**—જેને સ્વપ્નમાં દહિંનો લાભ થાયછે તેને અર્થની પ્રાપ્તિ થાયછે અને ઘીનો લાભ થાયછે તેને નિશ્ચે કરી યશ મળેછે. જે ઘીનું ભક્ષણ સ્વપ્નમાં કરેછે તે નિશ્ચે કલેશ પામેછે ને દહિં ખાયછે તે નિશ્ચે કરી યશ પામેછે.

॥ श्लोक ॥

अग्निना वेष्टितो यो वै, नगरेपि गृहेपि वा ।
गृहे मांडलिको राजा, नगरे पार्थिवो भवेत् ॥ २५ ॥

**અર્થ.**—જે પોતાને ઘરમાં અથવા ગામમાં અગ્નીથી વીંટાયેલો જુવેછે ને તે જો ઘરમાં વીંટાયો હોય તો તે થોડા ગામનો

રાજા થાયછે ને જો ગામમાં વીંટાણો હોય તો તે પ્રથ્વિપતી રાજા થાયછે.

॥ श्लोक ॥

मानुषाणि तु मांसानि स्वप्नांते यस्तु पश्यति ।
हरितानि तु पक्कानि, शृणु तस्य च यत्फलम् ॥ २६ ॥

અર્થ.—જે સ્વપ્નને અંતે માણુસોનાં કાચાં અને રાંધેલાં માંસ દેખેછે તેનું ફલ કહુંછું તે સાંભળો.

॥ श्लोक ॥

पद्भक्षणे शतं लाभः, सहस्रं बाहुभक्षणे ।
राज्यं शतसहस्रं वा, भवेद्वै शीर्षभक्षणे ॥ २७ ॥

અર્થ.—સ્વપ્નમાં માણુસના પગનું માંસ ખાવામાં આવે તો સો પર્યંત સોનું મળે. બાહુનું માંસ ભક્ષણ કરવામાં આવે તો હજારો, મસ્તકનું માંસ ખાવામાં આવે તો રાજ્ય (અથવા લાખ) મુદ્રા સુવર્ણ મળે એવું નિશ્ચે કરી જાણવું.

॥ श्लोक ॥

क्षीरं पिबति यः स्वप्ने, सफेनं दोहने कृते ।
सोमपानं भवेत्तस्य, भुक्त्वा भोगानशेषतः ॥ २८ ॥

અર્થ.—જે સ્વપ્નમાં દોહેલું ફીણવાળું દુધ પીયેછે તે અનેક પ્રકારના ભોગ (વૈભવ) ભોગવે ને આખરે તેને સોમપાન મળેછે.

॥ श्लोक ॥

दधि दृष्ट्वा भवेत्प्रीतिर्गोधूमांश्च धनागमः ।
यवानन्नागमं विद्या, लाभः सिद्धार्थकानपि ॥ २९ ॥

અર્થ.—સ્વપ્નમાં દહિં જોયાથી કોઇસાથે પ્રીતિ થશે, ઘઉં જોયા હોય તો ધનની પ્રાપ્તિ, જવ જોયા હોય તો અન્નની પ્રાપ્તિ થાય અને સપેત સરસવ જોયા હોય તો લાભ થાય.

॥ श्लोक ॥

नागपत्रं लभेत्स्वप्ने, कर्पूरमगरुं तथा ।
चंदनं पांडुरं पुष्पं, तस्य श्रीः सर्वतोमुखी ॥ ३० ॥

અર્થ.—સ્વપ્નમાં નાગરવેલનાં પાન, કપુર, કૃશ્ણાગરૂ, ચંદન તથા સપેત રંગનાં ફુલ એ જેને મળેછે તેને સર્વ ઠેકાણેથી લક્ષ્મી મળેછે.

॥ श्लोक ॥

सर्वाणि शुक्लान्यपि शोभनानि, कार्पासभस्मौदनतक्रवर्ज्यम् ।
सर्वाणि कृष्णान्यतिनिंदितानि, गो[redacted]द्विजवाजिवर्ज्यम् ३१

અર્થ.—સ્વપ્નમાં સપેત વસ્તુ જેટલી દેખવામાં આવે અથવા તે મળવામાં આવે તો તેટલી સર્વે ઉત્તમ ફલને આપવાવાળીઓ છે; પણ તેમાં કપાસ, રાખ, ચોખા તથા છાશ એટલાં બાદ કરવાં (અર્થાત્ સપેત ચીજમાં એટલાં વાનાં નરસાં ફલને

આપનારાં છે) અને સ્વપ્નમાં જેટલી કાળી વસ્તુની પ્રાપ્તિ તથા દર્શન થાય તો તે સર્વે નરસાં ફલને આપવાવાળાં છે. તેમાં પણ ગાય, હાથી, દેવતા, બ્રાહ્મણ અને ઘોડો એટલાં માત્ર કાળા છતાં પણ ઉત્તમ ફલને આપવાવાળાં છે, તેથી તેટલાં ગ્રહણ કરવાં.

## ( सामान्यतोऽनिष्टफलो यथा )

**અર્થ.**—હવે સાધારણ રીતે સ્વપ્નનાં ( થોડા ) નરસાં ફલ કહે છે.

॥ श्लोक ॥

यूपकिंशुकवल्मीक, पारिभद्रादिरोहणम् ।
तैलकार्पासपिण्याक, लोहावाप्तिर्विपत्तये ॥ ३२ ॥

**અર્થ.**—યજ્ઞસ્થંભ, ખાખરો, વારૂલ, કડવોલીંબડો ઇત્યાદિ ઉપર ચડવું, તેલ, કપાસ, લોઢું, ખોળ, એની પ્રાપ્તિથવી એ સઘળું વિપત્તિ આપનારૂં જાણવું.

॥ श्लोक ॥

विहारकरणं स्वप्ने, रक्तवस्त्रविधारणम् ।
स्रोतसां हरणं नेष्टं, पक्वमांसस्य भोजनम् ॥ ३३ ॥

**અર્થ.**—સ્વપ્નમાં ક્રીડા કરવી, લાલ રંગનાં વસ્ત્ર પહેરવાં, નદીને એક રસ્તેથી બીજે રસ્તે વેહેતી કરવી, પકાવેલા માંસનું ભોજન કરવું એવું જો દેખવામાં આવે તો તે અનિષ્ટ ફલને આપનારૂં જાણવું.

॥ श्लोक ॥

नावमारोहयेद्यस्तु, नदीं चैव समुत्तरेत् ।
प्रवासं निर्दिशेत्तस्य, शीघ्रं च पुनरागमम् ॥ ३४ ॥

**અર્થ.**—સ્વપ્નમાં જે કોઈ નાવમાં બેસે અને નદીને પાર ઉતરે તેને પરદેશ જવું થાય ને ત્યાંથી પાછો ફરીને પણ તરત આવે.

(अथ विशेषतोऽनिष्टफलाः स्वप्नाः तत्र शौनकः)

**અર્થ.**—હવે ઘણું કરીને વધારે નરસાં ફલને આપવાવાળાં સ્વપ્નાં કહેછે. ત્યાં શૌનક કહેછે કે,

॥ श्लोक ॥

आदित्यं वाथ चंद्रं वा, विगतच्छविकं तथा ।
पतंतं चाथ नक्षत्रं, तारकादींश्च वा यदि ॥
वीक्षेत मानवः स्वप्ने, मरणं शोकमाप्नुयात् ॥ ३५ ॥

**અર્થ.**—સ્વપ્નમાં જે કોઈ સૂર્ય-ચંદ્રને તેજરહિત તથા અશ્વિન્યાદી નક્ષત્રો તથા ધ્રુવાદી તારાગણને ખરતા જુવેછે તે મરણ અથવા શોકને પામેછે.

॥ श्लोक ॥

अशोकं करवीरं वा, पलाशं वाथ पुष्पितं ।
स्वप्नांते यस्तु पश्येत, नरः शोकमवाप्नुयात् ॥ ३६ ॥

**અર્થ.**—જે નર સ્વપ્નમાં અશોક, કણીઆર તથા ખાખરો એટલામાંનું વૃક્ષ ફુલેલું જુવે તો તે શોકને પામે.

॥ श्लोक ॥

रक्तांबरधरां नारीं, रक्तगंधानुलेपनां ।
अवगूहति यः स्वप्ने, मृत्युं तस्य विनिर्दिशेत् ॥ ३७ ॥

અર્થ.—લાલ વસ્ત્ર પેહેરેલી તથા લાલ કંકુ લગાડેલી સ્ત્રી જેને સ્વપ્નમાં આલીંગન કરે તેનું મૃત્યુ નજીક આવેલું જાણવું.

॥ श्लोक ॥

तैलेनाभ्यक्तकायस्तु, पयसा वा घृतेन वा ।
स्नेहेन वा तथान्येन, व्याधिं तस्य विनिर्दिशेत् ॥ ३८ ॥

અર્થ.—જે પોતાના શરીરને તેલ, દુધ, ઘી, સ્નેહાદી દહિ વગેરે પદાર્થોથી મર્દન કરેલું સ્વપ્નમાં જુવે તેને વ્યાધી પ્રાપ્ત થાય.

॥ श्लोक ॥

केशा यस्यावशीर्यंते, यदि दंताः पतंति वा ।
अर्थनाशो भवेत्तस्य, पुत्रो वा यदि नश्यति ॥ ३९ ॥

અર્થ.—સ્વપ્નમાં જેના કેશ ( માવાળા ) ખરી પડેછે અથવા જેના દાંત પડી જાયછે તેના ધનનો નાશ થાય કિંવા તેના પુત્રનો નાશ થાય એમ જાણવું.

॥ श्लोक ॥

खरोष्ट्रमाहिषरथ, मेकाकी यः प्ररोहति ।
तत्रस्थः स तु बुध्येत, मृत्युं शीघ्रमवाप्नुयात् ॥ ४० ॥

**અર્થ.**—સ્વપ્નમાં જે ગધેડા, ઉંટ અથવા પાડા જોડેલા રથમાં એકલો બેસેછે ને જાગી ઉઠેછે તેને તરત મરણ પ્રાપ્ત થાયછે એમ જાણવું.

॥ श्लोक ॥

**कर्णनासाकरादीनां, छेदनं पंकमज्जनम् ।**
**पतनं दंतकेशानां, पक्कमांसस्य भक्षणम् ॥ ४१ ॥**
**खरोष्ट्रमाहिषं यानं, तैलाभ्यंगं च मृत्यवे ।**

**અર્થ.**—કાન, નાક, હાથ, વગેરેનું છેદન થવું, ચીખલમાં ગુંચાઈ જવું, દાંત તથા કેશનું ખરી પડવું, રાંધેલાં માંસનું ભક્ષણ કરવું, ગધેડા, ઉંટ તથા પાડાઉપર બેસવું અને શરીરે તેલ ચોપડવું એવું જે સ્વપ્નમાં જુવેછે તે સ્વપ્ન મૃત્યુને આપશે એમ જાણવું.

( फक्किका )

**तदेवं द्विविधस्यापि स्वप्नस्य प्रहरपरत्वे कालभेदेन फलमाह**

**અર્થ.**—સારા નરસા ભેદે કરીને બે પ્રકારનાં જે સ્વપ્નો કહ્યાં છે તેનું ફળ સમયપરત્વે ( પ્રહર ) ભેદે કરીને કહેછે.

॥ श्लोक ॥

**स्वप्नास्तु प्रथमे यामे, संवत्सरविपाकिनः ।**
**द्वितीये चाष्टभिर्मासैस्त्रिभिर्मासैस्तृतीयके ॥ ४२ ॥**
**चतुर्थयामे यः स्वप्नो, मासेन फलदः स्मृतः ।**

**अरुणोदयवेलायां, दशाहेन फलं भवेत् ॥ ४३ ॥**
**गोविसर्जनवेलायां, सद्य एव फलं भवेत् ।**

**અર્થ.**—રાત્રના પેહેલા પોહોરમાં સ્વપ્ન જોવામાં આવે તો તેનું ફલ એક વર્ષમાં મળેછે. બીજા પોહોરનું ફલ આઠ મહિને. ત્રીજા પ્રહરનું ફલ ત્રણ મહિને અને ચોથા પ્રહરનું ફલ એક મહિને. સૂર્યની ભાંખ ફુટે દીઠામાં આવેલા સ્વપ્નનું ફલ દશ દાહાડામાં અને ગાય છોડવાની ( સૂર્યોદય ) વખતે જે સ્વપ્ન દીઠામાં આવેછે તેનું તરત શુભાશુભ ફલ મળેછે.

**( अथ दुःस्वप्नशांतिमाह )**

**અર્થ.**—હવે નરસાં ફલ આપનારાં સ્વપ્નો પડ્યાં હોય તો તેની શાંતી કરવાનો પ્રકાર કહેછે.

**॥ श्लोक ॥**

**एवमादीनि चान्यानि, श्रुत्युक्तानि बहूनि च ।**
**स्वप्नोत्पातादीनि चैषां, कालरात्र्यादिदेवतः ॥ ४४ ॥**
**पूजाविधानं पूर्वोक्तं, कुर्यादत्रापि यत्नतः ।**
**पूर्वोक्तमिति रात्रिसूक्त कल्पवादित्यर्थः ॥ ४५ ॥**

**અર્થ.**—એ પ્રકારે શાસ્ત્રમાં દુષ્ટ સ્વપ્નનાં ફલનો નાશ કરવાસારૂ કાલરાત્ર્યાદી દેવતાઓનું પૂજન કરવાનું બીજા ગ્રંથોમાં વિસ્તાર સાથે કહેલ છે તે યત્ને કરી અવશ્ય કરવું. રાત્રિસૂક્ત વેદમાં તથા પુરાણમાં છે તેમાનું વર્ણાશ્રમ ધર્મપ્રમાણે યથાયોગ્ય કરવું.

( फक्किका )

**रात्रिसूक्तकल्पस्तु ग्रंथगौरवभयान्न लिखितः**

**અર્થ.**—રાત્રિસૂક્તના કલ્પનો પ્રકાર તો ગ્રંથ વધી જવાના ભયથી અત્રે લખ્યો નથી (તથાપી સારાંશ વિધી નીચે લખ્યા-પ્રમાણે કરવો.)

॥ श्लोक ॥

**होमं कृत्वा प्रयत्नेन, रात्रावेव द्विजोत्तमः ।**
**उक्तेनैव विधानेन, सघृतं पायसं हुनेत् ॥ ४६ ॥**

**અર્થ.**—જે વિધી પૂર્વે કહ્યો છે તે વિધિ પ્રમાણે હોમ જે કરવો તે રાત્રીએજ કરવો. તેમાં ઘીસહીત ખીરની આહુતીઓ આપવી ને તે સર્વે કાળરાત્રીના મંત્રવડે કરવું.

( फक्किका )

**उक्तेनैव विधानेनेति स्वगृह्योक्तविधानेनेत्यर्थः**

**અર્થ.**—'उक्तेनैव विधानेन' એટલે પોતાની શાખામાં જેવો અગ્નિસ્થાપન પ્રકાર કહેલો હોય તે વિધિવડે હોમશાંતી કરવી. (શુદ્રાદીકોને લૌકીકાગ્નિમાં કરવું.)

॥ श्लोक ॥

**प्रत्यृचं पायसं हुत्वा, रात्रिव्यख्येति वै क्रमात् ।**
**अष्टोत्तरशतं हुत्वा, सूक्तेनानेन वित्तमः ॥ ४७ ॥**

અર્થ.—રાત્રિવ્યખ્ય ઈત્યાદિ રાત્રિસૂક્તની પ્રત્યેક ઋચાયે કરીને પાયસની ૧૦૮ આહુતીઓ આપી હોમ કરવો અથવા સમગ્ર ભણીને એક આહુતી આવી આવી રીતે ૧૦૮ આહુતીઓ આપવી. એ પણ એક પક્ષછે.

॥ श्लोक ॥

स्वप्नाधिपतिमंत्रेण हुनेदष्टोत्तरं शतम् ।

અર્થ.—પછી સ્વપ્નની દેવતા (જે કાલરાત્રી) તેના નામમંત્રવડે કરીને અષ્ટોત્તરશત (૧૦૮) હોમ કરવો.

( फक्किका )

स्वप्नाधिपतिमंत्रेण, कालरात्रिनाममंत्रेणेत्यर्थः

અર્થ.—સ્વપ્નાધીપતિ મંત્ર જે કહેલ છે તે કાળરાત્રીનાં નામનું મંત્રવડે કરી જાણવું.

॥ श्लोक ॥

ततः स्विष्टकृतं हुत्वा, होमशेषं समापयेत् ।
पूर्वोक्तमभिषेकाय, तदत्रापि विधीयते ॥ ४८ ॥

અર્થ.—હોમ કરતાં શેષ રહેલા પદાર્થની એક સ્વીષ્ટાહુતી કરીને હોમ સમાપ્ત કરવો. પછી પૂર્વે જે અભિષેકને માટે કહ્યું હતું તે અહીં પણ કરવું.

पूर्वोक्तं ग्रहयज्ञोक्तमित्यर्थः

અર્થ.—(પૂર્વે એટલે ગૃહયજ્ઞમાં જે કહ્યું તે.)

॥ श्लोक ॥

गुरवे दक्षिणां दद्या, द्वस्त्रहेमपशूनपि ॥ ४९ ॥

અર્થ.—ગુરૂને વસ્ત્ર, સોનું તથા ગાય ઇત્યાદીની દક્ષિણા આપી સંતોષ પમાડવા.

॥ श्लोक ॥

यद्यस्ति दक्षिणाभावो, ऽप्यशक्तो होमकर्मणि ।
हिरण्यं दक्षिणां दद्या, त्तदानीमेव वा बुधः ॥ ५० ॥

અર્થ.—જો દક્ષિણા આપવાની તથા હોમ કરવાની પણ શક્તિ નહોય તો તેણે યથાશક્તિ સોનાનું તરત દાન કરી દેવું.

॥ श्लोक ॥

वस्त्रकुंभादिसकलं, तद्धोत्रे प्रतिपादयेत् ।
ब्राह्मणान्भोजयेच्छक्त्या, सुशीलान्वेदपारगान् ॥ ५१ ॥

અર્થ.—શાંતીમાં માંડેલો કુંભ તથા વસ્ત્ર સર્વ કર્મ કરાવનાર આચાર્યનેજ આપવા. પછી યથાશક્તિ સારા વેદ ભણેલા સુશીલ એવા બ્રાહ્મણોને ભોજન કરાવવું. (ગુરૂ એટલે પોતાના કુલગુરૂ જાણવા.)

॥ श्लोक ॥

भक्ष्यैश्च पायसाद्यैश्च, रत्नान्याभरणानि च ।
अनेन विधिना यस्तु, शांतिं कुर्वीत शक्तितः ॥ ५२ ॥

**तस्य वर्षशतायुष्यं, भवत्येव न संशयः ।**

અર્થ.—નાના પ્રકારનાં પકવાન્ન ભોજન તથા રત્નોના આદિ ભુષણ (દાગીના) બ્રાહ્મણોને દેવા. એવી વિધિયે કરી જે યથાશક્તિ દુઃસ્વપ્નની શાંતિ કરશે તે સંશયરહિત પડેલા સ્વપ્નનાં અરિષ્ટથી મુક્ત થઈ પૂર્ણ એકસો વર્ષ સુધી આ મૃત્યુલોકમાં જીવી સુખ ભોગવશે.

## હવે સ્વપ્નના નિયમો કહુંછું.

૧ સ્વપ્ન કોઈ વાચાલ અથવા હલકા માણસની પાસે કેહેવું નહીં.

સારો ઉત્તમ કર્મનિષ્ઠ બ્રાહ્મણ, થોડો બોલનારો, ગુરૂની યોગ્યતાવાળો હોય તેનીપાસે કેહેવું.

૩ સારૂં સ્વપ્ન પડ્યું હોય તો તે ઉપરથી પાછી નિદ્રા કરવી નહીં.

૪ નરસું સ્વપ્ન પડ્યું હોય તો તેના ઉપર પાછી તરત નિદ્રા કરવી (એટલે સુઈ જવું.)

૫ સ્ત્રી તથા બાલક જાતીપાસે જોયેલું સ્વપ્ન કેહેવું નહીં.

૬ સારાં નરસાં સ્વપ્નોના જે પ્રકારો આ ગ્રંથમાં કેહેવાઈ ગયા તે કાંઈ સર્વે એકે ફેરે જોવામા આવતા નથી તોપણ તેમાંના એકાદ બે પ્રકાર પણ જોવામાં આવે તોપણ તે પોતાનાં સારાં નરસાં ફલો આપ્યાવિના રેહેતાં નથી.

**इति स्वप्नफलनिर्णयः समाप्तः ॥**

---

# अथ आयुर्निर्णयः ।

હવે આયુષ્યનો નિર્ણય કહુંછુ.

## ( जाग्रतोरिष्टादि कथ्यंते. )

**અર્થ.**—હવે પ્રથમ જાગૃત અવસ્થામાં અરિષ્ટ જોવાનું (જાણવાનું) કહેવાયછે.

**॥ श्लोक ॥**

**अरुंधतीं ध्रुवं चैव, विष्णोस्त्रीणि पदानि च ।**
**आयुर्हीना न पश्यंति, चतुर्थं मातृमण्डलम् ॥ १ ॥**

**અર્થ.**—જે કોઈ ઋષિપત્નિ અરૂંધતી, ધ્રુવ, વિષ્ણુના ત્રણ સ્થાનકો, માત્રમંડલ, યેદેવતા એઓને આકાશમાં નથી દેખતો તેનું આયુષ્ય પૂરૂં થયુંછે એમ જાણવું.

( ઉપર લખેલા સર્વે દેવતાઓ પોતાના શરીરમાં છે તે જોવાનો પ્રકાર કહું છું. )

**॥ श्लोक ॥**

**देहेप्यरुंधती जिह्वा, ध्रुवो नासाग्रमुच्यते ।**
**भ्रुवोर्मध्यगतं मध्यं, तारका मातृमण्डलम् ॥ २ ॥**

**અર્થ.**—પોતાના દેહમાં જે જીભ છે તેને અરૂંધતી જાણવી, નાકની જે અણી છે તેને ધ્રુવ જાણવો. બે ભમરનો જે મધ્યભાગ (વચ) તેનેજ માત્રમંડલ કરી જાણવું. એટલાને જે નિત્ય ઉઠીને જુએછે (દેખેછે) તેને આયુષ્યવાળો જાણવો.

## ( अथ स्वल्पायुषो लक्षणानि )

**અર્થ.**—હવે ટુંકા આયુષ્યનાં લક્ષણો કહેછે.

॥ श्लोक ॥

**आकीर्णे श्रवणे यस्तु, न घोषं शृणुयात्तथा ।**
**नभोमंदाकिनीमिंदो, श्छायां नेक्षेद्गतायुषः ॥ ३ ॥**

**અર્થ.**—જેના બન્ને કાનમાં આંગળીઓ નાખ્યા છતાં બ્રહ્મઘોષ (ગુંગાટ) જેને સાંભળવામાં આવતો નથી અને આકાશમાં મંદાકીની તથા ચંદ્ર ઉગેલા છતાં ચાંદનીરાત્રનો ઉજાશ દેખાતો નથી તેનું આયુષ્ય પૂરૂં થઈ ચુકયું એમ જાણવું.

॥ श्लोक ॥

**पांशुपंकादिषु न्यस्त, खंडं यस्य पदं भवेत् ।**
**पुरतः पृष्ठतो वापि, सोऽष्टौ मासान्न जीवति ॥ ४ ॥**

**અર્થ.**—જેના ચાલવા છતાં ધુળમાં અથવા ચીખલમાં પગનાં તળીઆં ટુટેલાં એટલે અધુરાં, આગળનો અથવા પાછળનો ભાગ ઉઠેલો દીઠામાં આવેછે તે પુરૂષ અથવા સ્ત્રી આઠ મહિનાની અંદર મૃત્યુ પામશે એમ જાણવું.

॥ श्लोक ॥

**स्नानांबुलिप्तगात्रस्य, यस्यास्यं प्राक्प्रशुष्यति ।**
**गात्रेष्वार्द्रेषु सर्वेषु, सोऽर्धमासं न जीवति ॥ ५ ॥**

અર્થ.—સ્નાન કરવા છતાં સર્વ શરીર પાણીથી ભીજેલુંજ હોય, ને ફક્ત મોઢુંજ જેનું તરત સુકું થઇ જાયછે તે અડધો માસ પણ જીવનાર નથી એમ જાણવું.

॥ श्लोक ॥

शरीरशीलयोर्यस्य विकृता प्रकृतिर्भवेत् ।
तदरिष्टं समासेन व्यासतश्च निबोध मे ॥ ६ ॥

અર્થ.—શરીરની પ્રકૃતી બગડી ગઈ હોય અને સ્વભાવ બદલી ગયો હોય તો તે સંક્ષેપમાં મરણનું લક્ષણ છે એમ જાણવું.

॥ श्लोक ॥

शृणोद्वा विविधान् शतिन् विपरीतान् शृणोति च ।
यो न शृणोति चाकस्मात्तं वदन्ति गतायुषम् ॥ ७ ॥

અર્થ.—જે અનેક પ્રકારના વિપરીત શબ્દો સાંભળે અને અકસ્માત સાંભળેજ નહીં તેનું આયુષ્ય ટુંકું સમજવું.

॥ श्लोक ॥

वस्तूष्णमिव गृह्णाति शीतमुष्णं च शीतवत् ।
उष्णगात्रोऽतिमात्रं यो भृशं शीतेन कम्पते ॥ ८ ॥
प्रहारं नैव जानाति यो गच्छेदन्यथापि वा ।
पांशुनेवावकीर्णानि यश्च गात्राणि मन्यते ॥ ९ ॥
वर्णान्यता वा राज्यो वा यस्य गात्रे भवन्ति हि ।
स्नातानुलिप्तं यं चापि भजन्ते नीलमक्षिका ॥ १० ॥

विपरीतं गृह्णाति रसान् यश्चोपयोजितान् ।
यो वा रसान् संवेत्ति तं गतायुंप्रचक्षते ॥ ११ ॥

અર્થ.—જે કોઈ ઠંડી વસ્તુને ઊન્હી જેવી અને ઉન્હી વસ્તુને ઠંડી જેવી સમજે, જેનાં ગાત્રો બહુજ ઉન્હાં હોય ને જે ટાઢને લીધે બહુજ કંપતો હોય તેનું આયુષ્ય પણ ટુંકુ સમજવું. જેને શરીરમાં પ્રહાર વાગ્યાની ખબર પડતી ન હોય, જે સઘળી જુદીજ ઢબથી વર્તતો હોય, જે પોતાનાં ગાત્રોને ધુળથી ખરડાએલાં માનતો હોય, જેના શરીરનો રંગ બદલી ગયો હોય, જેનાં ગાત્રોમાં રાઇ જેવી કરકરીઓ થઈ આવી હોય, ન્હાયા છતાં તથા ચંદનાદીનું લેપન કર્યા છતાં જેના ઉપર કાળી માખીઓ બેસતી હોય, ખાધેલા રસોને વિપરીત સ્વાદવાળા જે જાણતો હોય અને જેને રસોની બીલકુલ ખબરજ પડતી ન હોય એમાંનાં કોઇ પણ ચિન્હવાળાનું આયુષ્ય ટુંકુ આવી રહ્યું છે એમ જાણવું.

॥ श्लोक ॥

सुगन्धं वेत्ति दुर्गन्धं दुर्गन्धं च सुगन्धवत् ।
गृह्णाति योऽन्यथा गन्धं शान्ते दीपे निरामयः ॥ १२ ॥
रात्रौ सूर्यं ज्वलन्तं वा दिवा वा चन्द्रवर्चसम् ।
दिवा ज्योतींषि यश्चापि ज्वलितानीव पश्यति ॥ १३ ॥
विद्युन्वतोऽसितान्मेघानगगने निर्घने घनान् ।
विमानयानप्रासादैर्यश्च संकुलमम्बरम् ॥ १४ ॥
यश्चानिलं मूर्तिमन्तमन्तरिक्षेऽवलोकते ।

मेनाहरि वासोभिरावृतामिव मेदिनीं ॥ १५ ॥
प्रदीप्तमिव यो लोक यो [illegible]सा ।
भूमिमष्टापदाकारां लेखाभिर्यश्च पश्यति ॥ १६ ॥
यो न पश्यति ऋक्षाणि यश्च देवीमरुन्धतीम् ।
ध्रुवमाकाशगंगां च तं वदन्ति गतायुषम् ॥ १७ ॥

અર્થ.—જે પ્રાણી સુગંધને દુર્ગંધ અને દુર્ગંધને સુગંધ એવી રીતે ગંધોને વીપરીત માનતો હોય, દીવો ઠરી જાય ત્યારે જેનો રોગ ઓછો થતો હોય, જે ધણી સૂર્યને રાતે પ્રજ્વલીત અને દિવસે ચંદ્ર જેવો દેખતો હોય, જે કોઈ નક્ષત્ર તારાઓને દીવસે પ્રકાશતા જેવા દેખતો હોય, જે ધણી વાદળાંવગરના આકાશમાં વિજળીવાળા કાળા મેઘ દેખતો હોય, જે કોઇ આકાશમાં વિમાન, વાહનો તથા મેહેલોની ભીડ દેખતો હોય, જે અંતરિક્ષમાં વાયુને દેહધારી દેખતો હોય, જે પૃથીવિને ધુંવાડા, ઝાકળ તથા વસ્ત્રોથી વીંટાએલી જેવી દેખતો હોય, જે ધણી જગતને સળગેલા જેવું અથવા પાણીથી ડુબેલા જેવું દેખતો હોય, જે ધણી પૃથ્વીમાં સોગઠા રમવાની ચોપટ જેવી રેખાઓ પડેલી દેખતો હોય અને જે નક્ષત્રો ને, અરૂંધતીના તારાને, ધ્રુવને તથા આકાશગંગાને દેખતો ન હોય તેટલાઓનું આયુષ્ય પુરૂં થઇ રહેલું કેહેવાયછે.

॥ श्लोक ॥

आदर्शेऽम्बुनि घर्मे वा छायां यश्च न पश्यति ।
पश्यत्येकांगहीनां वा विकृतां वान्यसत्वजाम् ॥ १८ ॥

श्वकाककंकगृध्राणां प्रेतानां यक्षरक्षसाम् ।
आतुरो लभते मृत्युं स्वस्थो व्याधिमवाप्नुयात् ॥ १९ ॥

**અર્થ.**—જે માણુસ અરીસામાં, પાણીમાં અથવા તડકામાં પોતાનાં પડછાયાને ન દેખતો હોય અથવા પડછાયામાં એક અંગને ન દેખતો હોય અથવા વિકાર ભરેલી બીજા પ્રાણીની છાયા દેખતો હોય અથવા કુતરાની, કાગડાની, કંકપક્ષીની, ગીધની, પ્રેતની, યક્ષની કે રાક્ષસની છાયા દેખતો હોય તે માણુસ રોગી હોય તો મરણુને પામેછે અને સારો હોય તો રોગી થશે એમ જાણવું.

॥ श्लोक ॥

ह्रीश्रियौ नश्यतो यस्य तेज ओजः स्मृतिप्रभाः ।
अकस्माच्च भजन्ते यं स गतासुरसंशयम् ॥ २० ॥

**અર્થ.**—જેની લાજ અને શોભા નાશ પામી જાય અથવા જેને તેજ ઉછાહસ્મૃતી અને હાજર જવાબી અકસ્માત પ્રાપ્ત થાય તે માણુસ થોડા આયુષ (આયુષવગર) નો છે એમ નિઃસંશય સમજવું.

॥ श्लोक ॥

यस्याधरोष्ठः पतितः क्षिप्तश्चोर्ध्वं तयोत्तरः ।
उभौ वाजम्बवाभासौ दुर्लभं तस्य जीवितम् ॥ २१ ॥

**અર્થ.**—જેનો હેઠલો હોઠ નીચો નમી ગયો હોય અને ઉપરનો હોઠ ઉંચો ચડી ગયો હોય અથવા જેના બન્ને હોઠ જાંબુ જેવા કાળા થઈ ગયા હોય તે માણુસનું જીવવું દુર્લભ એમ સમજવું.

॥ श्लोक ॥

आरक्ता दशना यस्य श्यावा वा स्युः पतन्ति वा ।
खंजनप्रतिमा वापि तं गतायुषमादिशेत् ॥ २२ ॥

અર્થ.—જેના દાંત એકાએકી રાતા અથવા કાળા થઈ જાય, અથવા પડી જાય અથવા ખંજન પક્ષીના જેવા રંગવાળા થઈ જાય, તે માણસ તુરત મરશે એમ જાણવું.

॥ श्लोक ॥

कृष्णा तथानुलिप्ता च जिह्वा शून्या च यस्य वै ।
कर्कशा वा भवेद्यस्य सोऽचिराद्विजहात्यसून् ॥ २३ ॥

અર્થ.—જેની જીભ કાળી ચીકણી બેહેર મારી ગએલી અથવા કઠણ થઇ ગએલી હોય તે માણસ તુરત મરશે એમ સમજવું.

॥ श्लोक ॥

कुटिला स्फुटिता वापि शुष्का वा यस्य नासिका ।
अवस्फूर्जति भग्ना वा स न जीवति मानवः ॥ २४ ॥

અર્થ.—જેનું નાક વાંકું, ફાટેલું, સુકાએલું કે નમી ગએલું થઇ જાય, અથવા શ્વાસના વેગથી અવાજ કર્યા કરતો હોય તે માણસ ઘણા દિવસ જીવતો નથી.

॥ श्लोक ॥

संक्षिप्ते विषमे स्तब्धे रूक्षे स्रस्ते च लोचने ।
स्यातां परिस्रुते यस्य स गतायुर्नरो ध्रुवम् ॥ २५ ॥

**અર્થ.**—જેની આંખો ટુંકી, વીષમ, અકડ, લુખી કે વીંખાએલી થઇ જાય, અથવા જેની આંખોમાંથી આંસુ ઝર્યા કરે તે માણસ અવશ્ય તુરત મરશે એમ જાણવું.

॥ श्लोक ॥

केशाः सीमन्तिनो यस्य संक्षिप्ते विनते भ्रुवौ ।
लुठन्ति चाक्षिपक्ष्माणि सोऽचिराद्याति मृत्यवे ॥ २६ ॥

**અર્થ.**—જેના કેશ સેંથાવાળા જેવા નોખનોખા થઇ જાય, જેની ભમરો ટુંકી અને નમેલી થઇ જાય અથવા જેની આંખોની પાંપણો ઉપરી પડતી હોય તે માણસ તુરત મરશે એમ જાણવું.

॥ श्लोक ॥

नाहरत्यन्नमास्यस्थं न धारयति यः शिरः ।
एकाग्रदृष्टिर्मूढात्मा सद्यः प्राणान् विमुंचति ॥ २७ ॥

**અર્થ.**—જે કોઇ મોઢામાં રહેલા અન્નને ખાતો ન હોય, માથાને સ્થિર રાખી શકતો ન હોય, જેની આંખો ખીલા જેવી સજ્જડ થઇ હોય અથવા જેનું મન મુંઝાઇ ગયું હોય તે માણસ તરતજ મરશે એમ જાણવું.

॥ श्लोक ॥

उत्थाप्यमानो बहुशः स मोहं योभिगच्छति ।
बलवान् दुर्वलो वापि तं पक्वं भिषगादिशेत् ॥ २८ ॥

**અર્થ.**—ઘણીવાર ઉઠાડતાં છતાં જે મોહ પામી જતો હોય

તે માણુસ બળવાન કે દુરબળ ગમે તેવો હોય પણ તે મોતને ફીનારે છે એમ વૈદે કેહેવું.

॥ श्लोक ॥

निद्रा निरन्तरं यस्य यो जागर्ति च सर्वदा ।
मुह्येद्रा वक्तुकामश्च प्रत्याख्येयः स जानता ॥ २९ ॥

અર્થ.—જે નિરંતર ઉંઘ્યા કરતો હોય અથવા જે નિરંતર જાગ્યા કરતો હોય અથવા જે બોલવાની ઇચ્છા છતાં પણ બોલવામાં મુંઝાઈ જતો હોય તેવા રોગીની સમજુ વૈદ્યે પણ ઉપાડવી જોઇએ.

॥ श्लोक ॥

भूता प्रेताः पिशाचाश्च रक्षांसि विविधानि च ।
मरणाभिमुखं जन्तुमुपसर्पंति नित्यशः ॥ ३० ॥
तानि भेषजवीर्याणि प्रतिघ्नंति जिघांसया ।
तस्मान्मोघाः क्रियाः सर्वा भवन्त्येव गतायुषः ॥ ३१ ॥

અર્થ.—જેનું મરણ આવેલું હોય તે માણુસની પાસે ભુત, પ્રેત, પીશાચ અને અનેક પ્રકારના રાક્ષસો આવેછે, તેઓ તે માણુસને મારી નાંખવાની ઇચ્છાથી ઔષધોની પણ શક્તીને હણી નાંખેછે, તેથી જેનું મરણ આવેલું હોય તે માણુસના જે જે ઉપાયો કરવામાં આવે તે સઘળા નિષ્ફળજ થાયછે માટે ઈશ્વરનુંજ ચિંતન અવશ્ય છે.

इति आयुष्यनिर्णयः समाप्तः

અર્થ.—આયુષ્યનો નિર્ણય સમાપ્ત થયો.

# વિજ્ઞાપના.

મુંબઈ સેહેરના તથા બહાર ગામના લોકોને જોઇયે તે વખતે હરેક પ્રકારનાં પુસ્તકો ઘડીઆલો તથા દવાઓ (દેશી તથા વીલાયતી) વગેરે હરેક વસ્તુ મળવાની અડચણ પડે નહીં વાસ્તે અમે નવી વ્યવસ્તા કરીછે.

મુંબઈ, પુના, કલકત્તા, કાશી, લખનૌ, ગુજરાત વગેરે ઠેકાણે છપાયેલાં સંસ્કૃત તથા મરાઠી, હિંદુસ્તાની, ગુજરાતી તથા ઇંગ્રેજી મુસલમાની પુસ્તકો પત્ર આવ્યા બરાબર રવાને કરશું, તેજ પ્રમાણે બીજો સામાન મગાવ્યાથી પણ યોગ્ય કિંમતથી તથા કસોટી ખરીદ કરીને વખત ઉપર મોકલાવશું, તે બદલ માફક કમીશન લેવામાં આવશે. અમારી દુકાને કોઇ પણ વેચવાને અર્થે માલ મોકલાવશે તો તેની પાસેથી યોગ્ય કમીશન લઈ વેચવાસારૂ રાખવામાં આવશે.

પુસ્તકોસારૂ અથવા માલસારૂ પૈસા માત્ર આગળથી મોકલવા, તે વીશે ઉતર મગાવવો હોય તો રિપલાઇ કાર્ડ અથવા ટપાલની ટીકીટ મોકલાવવી.

અમે છપાવેલાં પુસ્તકો વિષે વેપારી લોકોના ફાયદાસારૂ કમીશનનું ભાવ જુદુંજ રાખ્યું છે, તે વીશે તેઓએ પ્રત્યક્ષ મળીને અથવા પત્ર મોકલાવી ખુલાસો કરવો.

પ્રાચીન અને અપ્રસિદ્ધ એવા ન છપાયલા ઉતમ ગ્રંથ જો કોઇ છાપી પ્રસિદ્ધ કરવા સારૂ અમારી તરફ મોકલાવશે, અને તે જો અમને પસંદ પડશે તો તે વેચાતો લઇ ઘણી ખુશી સાથે છપાવી પ્રસિદ્ધ કરશું.

ભુલેશ્વરબજાર, મુંબઈ. } **લા૦ ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ.**

પ્રાચીન ગ્રંથ પ્રસિદ્ધકર્તા વેપારી, તથા, કમીશન એજેન્ટ.

# जाहिरात.

---

સર્વે સદ્‍ગ્રહસ્થોને સવિનય પ્રાર્થના કરવામાં આવેછે જે આજસુધી કોઇયે છાપી પ્રસિદ્ધ ન કરેલા એવા અતીઉત્તમક અપુર્વ ઇતીહાસિક અને સ્તુતિપર ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરવાનું કામ અમોયે સ્વિકાર્યું છે તે મધેના તૈયાર ગ્રંથોની ટીપ આપના અવલોકનાર્થે નીચે આપીછે તેનાં ઉતેજનને અર્થે આપ તરફથી પુસ્તક ખરીદી ઉદાર આશ્રય મળશેજ એવી પુર્ણ આશા છે.

| ગ્રંથોનાં નામ. | કીં. રૂ. આ. | પો. |
|---|---|---|
| શ્રીઆનંદરામાયણ સંસ્કૃત. | ૫—૦ | ૧ |
| શ્રીવિઠલપંચરત્ન રેસમી ગુટકો સંસ્કૃત. | ૦—૬ | ૧ |
| શ્રીમહીપતીકૃત સંતવિજય ગ્રંથ મરાઠી. | ૩—૦ | ૫ |
| શ્રીભ્રાંતવારણદરપણ હિંદુસ્થાની બુક. | ૧—૦ | ૨ |
| શ્રીરામદાસસ્વામીનાં ચરીત્રની બખર. | ૨—૮ | ૩ |
| અભીજ્ઞાનશાકુંતલનાટક સંસ્કૃત તથા તેની ગદ્યપદ્યાત્મક મરાઠી ટીકા સાથે. | ૩—૮ | ૫ |
| ગોપીકાગીત ત્રણ ભાષાનું. | ૦—૨ | ॥ |
| સ્વપ્ન તથા આયુષ્યનિર્ણય ગુજ૦ ટીકાનું. | ૦—૪ | ॥ |

યદુવંશી ભાટીયા જ્ઞાતીય

**ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ,**

પ્રાચીન ગ્રંથપ્રકાશક.

ભુલેશ્વરબજાર, મુંબઈ.